# અછાંદસ : સાહિત્યનો ત્રીજો પ્રકાર
# અછાંદસના સંદર્ભમાં કટાવ અને વનવેલી
## (ઉદય શાહ)

હાલમાં સાહિત્યમાં સૌથી વધુ ખેડાતો પ્રકાર અછાંદસ છે. લય એ કવિતાનો પ્રાણ હોવાથી લય વગરના અછાંદસમાં પદ્યની અનુભૂતિ તો થતી જ નથી તથા બધા જ અછાંદસ ફકરા સ્વરૂપે ન હોવાથી એમાં ગદ્યની પણ અનુભૂતિ થતી નથી. એમ છતાં ઘણાં અછાંદસમાં એવું સુંદર વિચારસૌન્દર્ય અને અભિવ્યક્તિ જોવા મળે છે કે ઘણીવાર છંદોબદ્ધ રચનામાં પણ એ વાત જોવા મળતી નથી. આ કારણે અછાંદસને સાહિત્યના ત્રીજા પ્રકાર તરીકે જ સ્વીકૃતિ આપવાનું હિતાવહ રહેશે કે જેથી અછાંદસ સ્વરૂપે સુંદર રચનાઓ તો મળતી જ રહેશે તથા ગદ્ય અને પદ્ય બંનેની (ખાસ કરીને પદ્યની) ગરિમા પણ જળવાય રહેશે એવો મારો અંગત મત છે. અછાંદસ અંગેના મારા આ પહેલાંના લેખ પરથી ઘણાંએ એવું અનુમાન પણ કર્યું હશે કે હું અછાંદસનો વિરોધી છું. હું અછાંદસનો વિરોધી નથી પરંતુ લય વગરના અછાંદસને કાવ્યની શ્રેણીમાં મૂકવા સામે મારો વિરોધ રહ્યો છે.

સાહિત્યના ત્રીજા પ્રકાર તરીકે અછાંદસને બે વિભાગમાં વહેંચી શકાય; લયબદ્ધ અછાંદસ અને મુક્ત અછાંદસ. મુક્ત અછાંદસમાં લયનું કોઈ જ બંધન જાળવવાનું ન હોવાથી એ ગદ્યને અનુસરે છે જ્યારે લયબદ્ધ અછાંદસમાં લય જાળવવો જરૂરી હોવાથી એ પદ્યને અનુસરે છે. અછાંદસને અસરકારક બનાવવા માટે અછાંદસમાં પ્રસ્તુત વાક્યોના ક્યાંથી ટુકડા પાડીને કેટલી પંક્તિમાં પ્રસ્તુત કરવા એ બાબત પણ ખૂબ જ મહત્વની છે. પ્રાચીનકાળથી પદ્યમાં ચાર ચરણનો (પંક્તિનો) સ્વીકાર થયો જ છે. અનુષ્ટુપ અને દોહા જેવાં છંદોમાં ચાર ચરણ પણ બે જ પંક્તિમાં લખવામાં આવતાં હોય છે. સાહિત્યમાં એક પંક્તિના સુવિચાર, બે પંક્તિના શેર અને ચાર પંક્તિના મુક્તક વગેરે જેવાં પ્રકારો પણ હોવાથી અછાંદસમાં ઓછામાં ઓછી પાંચ પંક્તિ પ્રયોજવામાં આવે તો અછાંદસનો પ્રભાવ ઉત્પન્ન કરવા માટે એ વધુ સારું રહેશે એવું હું અંગત રીતે માનું છું. જોકે અછાંદસમાં ઓછામાં ઓછી પાંચ પંક્તિનું બંધન ભલે અનિવાર્ય ન ગણીએ પરંતુ ઓછામાં ઓછી બે પંક્તિનું બંધન તો અનિવાર્ય ગણવું જ રહ્યું. અમુક અછાંદસમાં એક પંક્તિમાં એક જ શબ્દનો પ્રયોગ પણ જોવા મળે છે પરંતુ અછાંદસની અભિવ્યક્તિ માટેની આ પદ્ધતિ મને યોગ્ય લાગતી નથી. મુક્ત અછાંદસ માટે વધુ ચર્ચા હું જરૂરી સમજતો નથી. પરંતુ લયબદ્ધ અછાંદસમાં લય જાળવવા માટે આપણા શાસ્ત્રકારોએ આપેલ કટાવ અને વનવેલી

છંદનો પ્રયોગ અતિ ઉત્તમ ગણાશે. મારા મતાનુસાર કટાવ અને વનવેલીને છંદ ન ગણતાં અનુક્રમે ચાર માત્રાના આવર્તનનો અને ચાર અક્ષરના અવર્તનનો સળંગ પ્રયોગ કહેવું વધુ ઉચિત રહેશે. અછાંદસમાં લય જાળવવા માટે ફક્ત કટાવ અને વનવેલી જ ઉપયુક્ત છે એવું નથી; એ સિવાય બીજા વિકલ્પો પણ છે. પરંતુ અહીં હું સૌથી સરળ આ બે વિકલ્પના સંદર્ભમાં જ ચર્ચા કરીશ. આ માટે સૌપ્રથમ કટાવ અને વનવેલી ઉદાહરણ સહિત જોઈએ.

## કટાવ :-

"આ છંદનાં ચરણોની સંખ્યા નિશ્ચિત નથી. એક પંક્તિમાં ઓછમાં ઓછા ચાર ચાર માત્રાના બે આવર્તનો હોય છે. આઠ માત્રાના આ સંધિમાં, બીજા એક-બે સંધિ ઉમેરીને, ચરણનો વિસ્તાર સાધી શકાય છે. સળંગ પદ્યરચના માટે કટાવ છંદ ખૂબ અનુકૂળ પડે છે. આજના કવિઓના કટાવ છંદના પ્રયોગોમાં ચાર માત્રાના ઓછામાં ઓછાં બે આવર્તનો પણ ઇષ્ટ ગણ્યાં નથી"
(ચિમનલાલ શિ. ત્રિવેદી કૃત 'પિંગલદર્શન'માંથી પૃષ્ઠ ક્રમાંક ૭૬ પરથી)

| મૂળ કવિતા | શાબ્દિક માત્રાનું વિવરણ |
|---|---|
| સૂર્ય હસે છે, | ૩+૩+૨=૮ |
| પ્રસન્ન નિર્મળ વ્યોમ હસે છે, | ૪+૪+૩+૩+૨=૧૬ |
| કુદરત કેરી અમી ભરેલી | ૪+૪+૩+૫=૧૬ |
| આંખ હસે છે. | ૩+૩+૨=૮ |
| ભરી ભરી એ ક્યારી જેવાં, | ૩+૩+૨+૪+૪=૧૬ |
| કૃતજ્ઞતાથી સ્નિગ્ધ લળેલાં | ૮+૩+૫=૧૬ |
| હૈયાં નભને | ૪+૪=૮ |
| વન્દી હસે છે. | ૩+૩+૨=૮ |
| - અજ્ઞાત<br>(ચિમનલાલ શિ. ત્રિવેદી કૃત<br>'પિંગલદર્શન'માંથી પૃષ્ઠ ક્રમાંક ૭૬ પરથી) | આખા વાક્ય અથવા આખી રચનાની<br>કુલ માત્રા = ૮+૧૬+૧૬+૮+૧૬+૧૬+૮+૮ = ૯૬ |

ઉપરોક્ત ઉદાહરણમાં દરેક પંક્તિની કુલ માત્રા ચાર અથવા આઠના ગુણાંકમાં જ છે તથા આખા વાક્ય અથવા આખી રચનાની કુલ માત્રા પણ ચાર અથવા આઠના ગુણાંકમાં જ છે. હવે જે ઉદાહરણ પ્રસ્તુત છે એમાં દરેક પંક્તિની નહીં પરંતુ આખી રચનાની કુલ માત્રા ચાર અથવા આઠના ગુણાંકમાં છે.

| મૂળ કવિતા | શાબ્દિક માત્રાનું વિવરણ |
|---|---|
| હળવે | ૪ |
| હળવે હવા | ૪+૩=૭ |
| હલાવે પરદા | ૫+૪=૯ |
| ભીંતો પરના રંગ | ૪+૪+૩=૧૧ |
| મળ્યા છે | ૩+૨=૫ |
| ટેબલ પરના જગમાં. | ૪+૪+૪=૧૨ |
| - રાવજી પટેલ<br>(ચિમનલાલ શિ. ત્રિવેદી કૃત<br>'પિંગલદર્શન'માંથી પૃષ્ઠ ક્રમાંક ૭૭ પરથી) | આખા વાક્ય અથવા આખી રચનાની<br>કુલ માત્રા = ૪+૭+૯+૧૧+૫+૧૨ = ૪૮ |

આપણે જોયું કે કટાવ છંદના પ્રયોગમાં લઘુની એક અને ગુરુની બે માત્રાના હિસાબે દરેક પંક્તિમાં ઓછામાં ઓછાં ચાર માત્રિક બે આવર્તન એટલે કે એક આઠ માત્રિક આવર્તન જાળવવાના હોય છે. એ જ રીતે અછાંદસમાં લય જાળવવા માટે પાંચ, છ કે સાત માત્રિક સંધિના આવર્તન પણ પ્રયોજી શકાય. પરંતુ આઠ માત્રિક આવર્તન જાળવવાનું સૌથી વધુ સરળ અને સહજ-સાધ્ય છે.

## વનવેલી :-

"મનહર અને ઘનાક્ષરી છંદનું ગદ્ય જેવું પઠન થઈ શકતું હોવાથી, એ છંદોની ચતુરક્ષર સંધિનાં આવર્તનો કર્યે જવાથી, કે. હ. ધ્રુવે, વનવેલી છંદ, નાટકની ઉક્તિને અનુકૂળ થાય એ માટે રચ્યો છે. એમાં ગમે તેટલાં લાંબા-ટૂંકા વાક્યો રચી શકાય છે. પંક્તિ ગમે ત્યાંથી શરૂ કરીને ગમે ત્યાં પૂરી કરી શકાય છે. આ પ્રાસ વગરની રચના છે. પરંતુ એમાં મનહર છંદના ચતુરક્ષર સંધિમાં પહેલા અને ત્રીજા અક્ષરે અનુક્રમે મુખ્ય અને ગૌણ તાલ આવે છે. એમાં લઘુ-ગુરુની જાળવણી કરવાની ન હોવાથી આ છંદ આપણે ત્યાં ખૂબ ખેડાયો છે."
(ચિમનલાલ શિ. ત્રિવેદી કૃત 'પિંગલદર્શન'માંથી પૃષ્ઠ ક્રમાંક ૭૦ પરથી)

| મૂળ કવિતા | ચતુરક્ષર સંધિનું વિવરણ |
|---|---|
| જાણપણ હતું એને; શાણપણ રૂડું એથી,<br>જે સહસા આગંતુક ઉપાધિઓમાંથી માર્ગ<br>કોરી કાઢે કૃષ્ણ જેમ.<br>શાણપણ વિનાનું જે જાણપણ<br>શાપ એ તો.<br>- ઉમાશંકર<br>(ચિમનલાલ શિ. ત્રિવેદી કૃત<br>'પિંગલદર્શન'માંથી પૃષ્ઠ ક્રમાંક ૭૧ પરથી) | જાણપણ, હતુંએને, શાણપણ, રૂડુંએથી,<br>જેસહસા, આગંતુક, ઉપાધિઓ, માંથીમાર્ગ,<br>કોરીકાઢે, કૃષ્ણ જેમ.<br>શાણપણ, વિનાનુંજે, જાણપણ,<br>શાપએતો.<br><br>આખા વાક્ય અથવા આખી રચનાની<br>કુલ અક્ષર-સંખ્યા = ૫૬ |

ઉપરોક્ત ઉદાહરણમાં દરેક પંક્તિની કુલ અક્ષર-સંખ્યા ચારના ગુણાંકમાં જ છે તથા આખા વાક્ય અથવા આખી રચનાની કુલ અક્ષર-સંખ્યા ચાર અથવા આઠના ગુણાંકમાં છે. હવે જે ઉદાહરણ પ્રસ્તુત છે એમાં દરેક પંક્તિની નહીં પરંતુ આખી રચનાની કુલ માત્રા ચાર અથવા આઠના ગુણાંકમાં છે.

| મૂળ કવિતા | ચતુરક્ષર સંધિનું વિવરણ |
|---|---|
| પ્રિય તવ વયસંધિકાલ<br>ક્ષિતિજને મધુવને ઊડે છે ગુલાલ.<br>- રાજેન્દ્ર શાહ<br>(ચિમનલાલ શિ. ત્રિવેદી કૃત<br>'પિંગલદર્શન'માંથી પૃષ્ઠ ક્રમાંક ૭૧ પરથી) | પ્રિયતવ, વયસંધિ, કાલ<br>ક્ષિતિ, જનેમધુ, વનેઊડે, છેગુલાલ.<br><br>આખા વાક્ય અથવા આખી રચનાની<br>કુલ અક્ષર-સંખ્યા = ૨૪ |

ઉપરોક્ત રચનામાં પ્રાસ પણ જાળવવામાં આવ્યા છે.

ઉપર કટાવ અને વનવેલીમાં પ્રસ્તુત બધાં જ અછાંદસ લયબદ્ધ અછાંદસનાં ઉદાહરણ છે. હવે એક મુક્ત અછાંદસનું ઉદાહરણ પ્રસ્તુત છે.

લહી, વછૂટી સવેગ
તીર જેમ લક્ષ્ય ધસે,
કે વેગીલું કો વાયુયાન,
તેમ આવું હું આ ઘેર ઉતાવળી.
ને આજની જે પત્રાવલિ
શોધું તારા દસ્કતો એ વળી વળી.
- હીરાબહેન પાઠક
(ચિમનલાલ શિ. ત્રિવેદી કૃત 'પિંગલદર્શન'માંથી પૃષ્ઠ ક્રમાંક ૭૧ પરથી)

મુક્ત અછાંદસનું ઉપરોક્ત ઉદાહરણ 'પિંગલદર્શન'માં 'વનવેલી' હેઠળ આપ્યું છે. પરંતુ રચનામાં પ્રયુક્ત બંને વાક્યોની તથા આખી રચનામાં ચતુરક્ષર સંધિ જળવાતી ન હોવાથી એટલે કે કુલ અક્ષર-સંખ્યા ચારના ગુણાંકમાં ન હોવાથી મારા મત મુજબ એ મુક્ત અછાંદસ જ કહેવાશે. જો ત્રીજી પંક્તિની શરૂઆતમાં 'કે' અને પાંચમી પંક્તિની શરૂઆતમાં 'ને'નો પ્રયોગ ન કર્યો હોત તો આખી રચનામાં ચતુરક્ષર સંધિ જળવાતા એને 'વનવેલી'ની રચના કહી શકાતે.

| | |
|---|---|
| લહી, વછૂટી સવેગ | લહીવછૂ, ટીસવેગ |
| તીર જેમ લક્ષ્ય ધસે, | તીરજેમ, લક્ષ્યધસે, |
| વેગીલું કો વાયુયાન, | વેગીલુંકો, વાયુયાન, |
| તેમ આવું હું આ ઘેર ઉતાવળી. | તેમઆવું, હુંઆઘેર, ઉતાવળી. |
| આજની જે પત્રાવલિ | આજનીજે, પત્રાવલિ, |
| શોધું તારા દસ્કતો એ વળી વળી. | શોધુંતારા, દસ્કતોએ, વળીવળી. |

# કટાવ અને વનવેલી વચ્ચે તફાવત

| | કટાવ | વનવેલી |
|---|---|---|
| ૧ | માત્રામેળ સ્વરૂપ છે. | સંખ્યામેળ સ્વરૂપ છે. |
| ૨ | લઘુની એક અને ગુરુની બે માત્રાના હિસાબે ચાર માત્રાના આવર્તન જાળવવાના હોય છે. | લઘુ-ગુરુ દરેકના એક માત્રિક ઉચ્ચારણ સાથે ચાર અક્ષરના આવર્તન જાળવવાના હોય છે. |
| ૩ | દરેક પંક્તિની અથવા દરેક વાક્યની કુલ માત્રા-સંખ્યા ચારના ગુણાંકમાં હોવી જરૂરી છે. | દરેક પંક્તિની અથવા દરેક વાક્યની કુલ અક્ષર-સંખ્યા ચારના ગુણાંકમાં હોવી જરૂરી છે. |
| ૪ | દર આઠ માત્રાએ યતિ જળવાય તો વધુ સારું. | દર આઠ અક્ષરે યતિ જળવાય તો વધુ સારું. |
| ૫ | દર ચાર માત્રાના આવર્તનમાં પહેલી અને ત્રીજી માત્રા પર અનુક્રમે મુખ્ય અને ગૌણ તાલ હોય છે.<br>જો આઠ માત્રાના આવર્તન ગણવામાં આવે તો દર આઠ માત્રાના આવર્તનમાં પહેલી અને પાંચમી માત્રા પર અનુક્રમે મુખ્ય અને ગૌણ તાલ ગણવા. | દર ચાર અક્ષરના આવર્તનમાં પહેલા અને ત્રીજા અક્ષર પર અનુક્રમે મુખ્ય અને ગૌણ તાલ હોય છે.<br>જો આઠ અક્ષરના આવર્તન ગણવામાં આવે તો દર આઠ અક્ષરના આવર્તનમાં પહેલા અને પાંચમા અક્ષર પર અનુક્રમે મુખ્ય અને ગૌણ તાલ ગણવા. |

## કટાવના પ્રયોગમાં લઘુ-ગુરુ છૂટ અંગે સર્વસામાન્ય બાબતો :-

(૧)

‘સૌ’ સિવાયના લગભગ બધા જ એકાક્ષરી ગુરુઅક્ષરના શબ્દોને ગુરુ ઉપરાંત લઘુ સ્વરૂપે પણ પ્રયોજી શકાય છે. જેમ કે હું, તું, એ, તે, કે, જે, જો, તો, છું, છે, હા, ના વગેરે.

(૨)

બધા જ પ્રત્યયોને ગુરુ ઉપરાંત લઘુ સ્વરૂપે પણ પ્રયોજી શકાય છે. જેમ કે ના, ની, નું, નો, માં, થી વગેરે.

(૩)

અંત્યાક્ષર ગુરુઅક્ષર હોય એવા લગભગ બધા જ દ્વિઅક્ષરીય શબ્દોમાં અંત્ય ગુરુને લઘુ સ્વરૂપે પણ પ્રયોજી શકાય છે. જેમ કે અને, મને, તને, હવે, પછી, અહીં, નહીં વગેરે લગા સ્વરૂપના શબ્દોને લગા ઉપરાંત લલ સ્વરૂપે પણ પ્રયોજી શકાય છે તથા એનાં, એની, એનું, તેનાં, તેની, તેનું, મારાં, મારી, મારૂં, તારાં, તારી, તારૂં, એવાં, એવી, એવું, કોનાં, કોની, કોનું વગેરે ગાગા સ્વરૂપના શબ્દો ગાગા ઉપરાંત ગાલ સ્વરૂપે પણ પ્રયોજી શકાય છે.

(૪)

અંતે ગુરૂ હોય એવા ઘણાં શબ્દોમાં અંત્ય ગુરુને લઘુ ગણી લેવામાં આવે છે.

**Uday Shah**
**Dadatattu (Sai) Street, Navsari – 396445, Gujarat – India.**
**(M) +919428882632**

**Websites :-**

**www.udayshahghazal.com**
**www.sites.google.com/site/udayshahghazal**
**www.sites.google.com/site/udayshahghazals**
**www.sites.google.com/site/udayshahxyz**